નૂતન

# બાળપોથી



શંકરભાઈ સો. પટેલ

આવૃત્તિ - બીજી

# અભિપ્રાયોમાંથી કેટલાક

## સ્વ. ગિજુભાઈ બધેકા

શંકરભાઈ-રચિત આ બાળપોથી હું અથ:ઇતિ જોઈ ગયો છું. મને લાગ્યું છે કે આ પોથી આપણી ગુજરાતી ભાષાના બંધારણને વધારેમાં વધારે અનુસરીને યોજવામાં આવી છે. વળી આ પોથીમાં ઉપજાવેલો ક્રમ બાળકોની પ્રગતિશક્તિ તથા ભાષાબળને ધ્યાનમાં રાખીને ઘડેલો જણાય છે. વસ્તુ બાળકોને ક્રમશઃ વાચન તેમ જ સમજણમાં આગળ લઈ જવા સાથે અર્થમાં સહજ સરલ છે. એકંદરે આ પોથી શિક્ષણશાસ્ત્ર તથા બાલમાનસને અનાયાસ ધ્યાનમાં રાખી [illegible] ગો [illegible] ગ- [illegible] છે. [illegible] ગ્ર [illegible] થા [illegible] બહુ [illegible] નાક [illegible] ગિ.



આ બાળપોથીની પુરવણી' હું જોઈ [illegible] બાળકોને એ ગમે એવા છે, એમાં શક નથી. [illegible] સામગ્રી [illegible] એ પ્રશંસાપાત્ર છે.

## શ્રી રમણલાલ વસંતરાય દેસાઈ

'નૂતન બાળપોથી' અને 'બાળપોથીની પુરવણી' એ બંને હું જોઈ ગયો. બાલમાનસનું સહાનુભાવ નિરીક્ષણ આ બંને પોથીઓની રચનામાં દેખાઈ આવે છે. . બંનેની રચના વિકાસક્રમને અનુકૂળ પડે એવી હોવાથી બાલમાનસને શિક્ષણના માર્ગમાં બહુ ઉપયોગી થઈ પડે એવી છે. . . . એમનાં પુસ્તકોનો સ્વીકાર થઈ હજી આ શ્રેણી સંપૂર્ણ કરવાની તેમને તક મળે એમ હું ઇચ્છું છું.

(અનુસંધાન સામા પડા પર)

મુંબઈ ઇલાકાની તથા પશ્ચિમ હિંદ એજન્સીની પ્રાથમિક શાળાઓ, ટાંગાનિકા સંસ્થાનની હિંદી શાળાઓ, તથા વડોદરા રાજ્યની પુરુષ અધ્યાપન પાઠશાળાની શિક્ષણાનુભવશાળાઓ માટે પાઠ્યપુસ્તક તરીકે, વડોદરા રાજ્યમાં સાર્વજનિક પુસ્તકાલયો, શાળાપુસ્તકાલયો, અને ઇનામ માટે, તથા પોરબંદર સંસ્થાનમાં શાળાપુસ્તકાલયો તથા ઇનામ માટે મંજૂર થયેલી

## નૂતન

# બાળપોથી




શંકરભાઈ સોમાભાઈ પટેલ, ભાષાવિશારદ (ગુ. વિ.)

મોન્ટીસોરી અધ્યાપક, પુરુષ અધ્યાપન પાઠશાળા

**વડોદરા**



**આવૃત્તિ – બીજી**

નવેંબર, ૧૯૩૯

**કિંમત – ૦–૨–૯**

આફ્રિકામાં ૨૫ સેંટ

# પ્રસ્તાવના

આપણી ભાષામાં ઉચ્ચાર અને લેખન વચ્ચે પરસ્પર એકરૂપતા છે. આથી ઉચ્ચારણો માટેની લેખનસંજ્ઞાઓ જાણી લેવાથી લેખન તથા વાચનનો માર્ગ સરળ થઈ જાય છે.

એ ઉચ્ચારણો માટેની લેખનસંજ્ઞાઓ એટલે સ્વરો, વ્યંજનો, વ્યંજનોને લાગુ પડતાં સ્વરચિહ્નો, તથા જોડાક્ષરો. એ પૈકી સ્વરો, વ્યંજનો, તથા વ્યંજનોને લાગુ થતાં સ્વરચિહ્નો શીખવવાનો ઉદ્દેશ સામાન્યતઃ આપણી બાળપોથીઓનો હોય છે.

એ શીખવવામાં આપણી બાળપોથીઓ જે ક્રમ સ્વીકારે છે તે અયોગ્ય છે. આપણી બાળપોથીઓ સ્વરો અને વ્યંજનો પૂરા શિખવાડ્યા પછી જ સ્વરચિહ્નો લાગુ કરતાં (અર્થાત્ બારાખડી) શીખવે છે. આથી વાચનની શરૂઆતમાં નીરસતા આવે છેઃ બારાખડીને અભાવે શબ્દો, શબ્દસમુદાયો, તથા વાક્યો બહુ ઓછાં તથા કૃત્રિમ બને છે.

આ વસ્તુસ્થિતિ ટાળવા માટે કેટલીક બાળપોથીઓ ઉચ્ચારણો માટેની સંજ્ઞાઓ શિખવાડ્યા સિવાય જ શબ્દો કે વાક્યો શરૂ કરી દે છે. આ બાળપોથીઓને પણ ગુલાંટ ખાઈને ઉચ્ચારણો માટેની સંજ્ઞાઓ ઉપર તો આવવું જ પડે છે. વળી આ બાળપોથીઓની શરૂઆત શબ્દો કે વાક્યોથી કરેલી હોવાથી તે શબ્દો કે વાક્યો યાદ રહે તે માટે પુષ્કળ યુક્તિપ્રયુક્તિઓ કરવી પડે છે.

ઉપર જણાવેલી પરિસ્થિતિમાંથી રસ્તો કાઢવા માટે આ બાળપોથીનો પ્રયાસ છે. આ બાળપોથીમાં બધા મૂળાક્ષરો શિખવાડ્યા પછી જ બારાખડી શરૂ કરવામાં આવી નથી; તેમ જ ઉચ્ચારણો માટેની સંજ્ઞાઓ શિખવાડ્યા વગર જ શબ્દો કે વાક્યોથી પણ શરૂઆત કરવામાં આવી નથી.

આ બાળપોથીમાં ભાષામાં સામાન્યતઃ વધારે વપરાતા સોળ મૂળાક્ષરો પ્રથમ શિખવાડ્યા પછી તરત જ એમને કાનો લાગુ કર્યો છે. ત્યાર પછી બીજા આઠ વધારે વપરાશવાળા મૂળાક્ષરો શિખવાડી, એમને કાનો લાગુ કરી, દીર્ઘ-ઈ લાગુ કરી છે. ત્યાર પછી અનુક્રમે એક-માત્ર, કાનો-માત્ર, હ્રસ્વ-ઉ, દીર્ઘ-ઊ, હ્રસ્વ-ઇ, બે-માત્ર, તથા કાનો-બે-માત્રની બારાખડી લાગુ કરી છેવટે અનુસ્વાર લીધાં છે. આમ કરવાથી શબ્દો, શબ્દસમુદાયો, વાક્યો, તથા પાઠો શરૂઆતથી જ વિશેષ

પ્રમાણમાં, અકૃત્રિમ રીતે, તેમ જ સરળતાથી લઈ શકાયાં છે; અને પરિણામે ઉચ્ચારણો સમજ્યા વગર શબ્દો કે પાઠો યાદ રાખવાની મુશ્કેલીમાં વિદ્યાર્થીઓને ઉતાર્યા સિવાય વાચનનો માર્ગ રજૂ કરી શકાયો છે.

આ બાળપોથીમાં ચિત્ર મારફત અક્ષર શીખવવાનો પ્રયાસ કર્યો નથી. ચિત્રથી અક્ષર શીખવવાની રીત દોષવાળી છે. તેમ છતાં આ ચોપડીમાં ચિત્રો તો છે જ. શરૂઆતમાં અક્ષરો ઉપરથી શબ્દો ઉપર જતી વખતે બાળકોને વાચનમાં સહેજ મદદ મળે તથા તે વાચન યોગ્ય ઉચ્ચારવાળું થાય એ હેતુથી શબ્દો સાથે ચિત્રો મૂકયાં છે. એમ છતાં, ચિત્રોની મદદથી જ બાળકો વાંચી શકે એવી અપંગ સ્થિતિ ઊભી થવા ન પામે તે માટે ચિત્રો સાથેના શબ્દો મૂકયા પછી એમને એમ શબ્દો પણ મૂકયા છે. વળી, કેટલાક પાઠોમાં એ પાઠોનો સામાન્ય ખ્યાલ આપતાં ચિત્રો પણ મૂકયાં છે.

અત્રે અક્ષરો સીધેસીધા બબ્બેની જોડમાં ત્રિપદ પદ્ધતિથી એટલે ત્રણ પગથિયે શીખવવાની ભલામણ કરવામાં આવે છે. એ સંબંધી સ્પષ્ટતા કરવી યોગ્ય ગણાશે. **પહેલું પગથિયું** — જે બે અક્ષરોની જોડ શીખવવી હોય તે જોડવાળા રેતિયા અક્ષરો લઈ વારાફરતી એમના ઉપર જમણા હાથની પહેલી બે આંગળીઓ ફેરવવા બાળકને કહેવું; બાળક એ અક્ષરો ઉપર આંગળીઓ ફેરવે એટલે એને એમનાં નામ આપવાં. **બીજું પગથિયું** — એ નામ આપ્યા પછી એ નામ બોલી એ અક્ષરો બતાવવા બાળકને કહેવું. **ત્રીજું પગથિયું**— બીજા પગથિયામાં જણાવ્યા પ્રમાણે બાળક એ અક્ષરો બતાવી શકે તો પછી તેમનાં નામ પૂછવાં. આ રીતથી બાળકોને અક્ષરો સહેલાઈથી તેમ જ સચોટ રીતે આવડી જાય છે.

દાખલો લઈ ઉપરની બાબત વધુ સ્પષ્ટ કરીએ. પહેલા પાઠમાં આપેલી **પ** અને **ગ** અક્ષરોની જોડ બાળકને શીખવવા હોય તો પહેલા પગથિયારૂપે રેતિયા અક્ષરોમાંથી **પ** અને **ગ** લઈ એમના ઉપર જમણા હાથની પહેલી બે આંગળીઓ વારાફરતી ફેરવવા બાળકને કહેવું; બાળક એ અક્ષરો ઉપર આંગળીઓ ફેરવે તે વખતે **પ** બતાવી કહેવું 'પ', અને **ગ** બતાવી કહેવું 'ગ'. ત્યાર પછી બીજા પગથિયારૂપે પૂછવું: "**પ** બતાવો; **ગ** બતાવો." બાળક તે અક્ષરો બતાવી શકે તો ત્રીજા પગથિયારૂપે **પ** બતાવી પૂછવું: "આ શું?"; **ગ** બતાવી પૂછવું: 'આ શું?"

આખા વર્ગને સાથે એકસરખા અક્ષરોની જોડ શીખવવી હોય તો એ જોડવાળા અક્ષરો વારાફરતી સૌ બાળકોને ઘૂંટવા આપવા. એ અક્ષરો ઘૂંટાઈ રહે

એટલે તે અક્ષરો સૌને બતાવી એમનાં નામ આપવાં. ત્યાર પછી આગળ એ અક્ષરો ઓળખાવવાને તથા તેમનાં નામ કહાવવાને માટે ઉપર જણાવ્યા પ્રમાણે જ કરવું. એક જોડથી હરકત પડે તો તેવી બે જોડ રાખવી.

રેતિયા અક્ષરો ન હોય તો પાટિયા ઉપર જોડવાળા અક્ષરો મોટા કદના કાઢી તેમનાં નામ બાળકને કહેવાં. ત્યાર પછી અક્ષરોનાં નામ આપણે બોલી તે અક્ષરો બતાવવા કહેવું. છેવટે તે અક્ષરોનાં નામ પૂછવાં.

રેતિયા અક્ષરો ઉપર કામ લેવાથી બાળકને અક્ષરો યાદ રહેવામાં સ્પર્શ મદદ કરશે; તથા અક્ષરો લખતાં પણ આવડશે, કારણકે રેતિયા અક્ષરો ઉપર ઘૂંટતી વખતે બાળકને આંગળીઓ વડે તે લખવાનો મહાવરો પણ થાય છે.

બાળકો અક્ષરો અમુક જ વખતે લખે તથા તે અમુક જ ક્રમે લખે તેવી સખ્તાઈ રાખવી અયોગ્ય છે. આમ છતાં, આ ચોપડીના છેવટના પાઠમાં જે ક્રમ આપ્યો છે તે ક્રમ લેખનમાં પાછળ રહેલાં બાળકો આગળ રજૂ કરવામાં આવશે તો તે તેમને ઉપકારક થશે.

પહેલા પાઠમાં જે આઠ મૂળાક્ષરો આપેલા છે તે ઉપર જણાવ્યા પ્રમાણે પહેલાં શિખવાડ્યા પછી ચોપડી શરૂ કરવી ઠીક પડશે. આગળ પણ જેતે મૂળાક્ષરોવાળા પાઠો ઉપર આવતા પહેલાં જેતે મૂળાક્ષરો શીખવી દેવા યોગ્ય ગણાશે. એક પાઠમાંના મૂળાક્ષરો એક જ દિવસમાં શીખવવાનો આગ્રહ રાખવો નહિ.

અક્ષરો ઉપરથી શબ્દોના વાચન ઉપર જવા માટે શરૂઆતમાં ચલમૂળાક્ષરો હોય તો તેનો ઉપયોગ કરવો. દાખલા તરીકે ચલમૂળાક્ષરોમાંથી **પ** અને **ગ** કાઢી તે બાળક સામે મૂકી કહેવું કે વાંચો. બાળક **પ**.................**ગ** વાંચશે. એને ઉતાવળથી વાંચવા કહેવું. તે **પ**.........**ગ** વાંચશે. આથી ઉતાવળથી વાંચવા કહેતાં ક્રમે ક્રમે છેવટે તે **પગ** વાંચશે; અને તેનો અર્થ સમજશે. આ પ્રમાણે **વડ**, **ઘર**, તથા **નળ** પણ વંચાવવા. આમ કરવાથી બાળકોને ખ્યાલ આવી જશે કે અક્ષરોના શબ્દો બને છે. આ ખ્યાલ તેમને વાચનમાં ગતિ આપશે. આ ચલમૂળાક્ષરોથી આગળના શબ્દો બનાવી તે પણ વંચાવી શકાય. આગળ જતાં બાળકોને પોતાને પણ આ અક્ષરોથી શબ્દો કે નાનાં વાક્યો બનાવવાનું કહી શકાય.

ચલમૂળાક્ષરો ન હોય તો અક્ષરો ઉપરથી શબ્દો ઉપર જતી વખતે પાટિયામાં લખી કામ લેવું. દાખલા તરીકે, પહેલાં પાટિયા ઉપર **પ** **ગ** લખી બાળકને તે વંચાવવું. બાળક **પ**.................**ગ** વાંચશે. પછી તે બંને અક્ષરો ભૂંસીને જરા વધારે નજીક લખવાથી બાળક **પ**........**ગ** વાંચશે. વળી પાછા

ભૂંસી નાખીને એ અક્ષરો એથી પણ પાસે પાસે, અર્થાત્ શબ્દના રૂપમાં લખવાથી છેવટે બાળક **પગ** વાંચતું થઈ જશે; અને એને શબ્દવાચનનો ખ્યાલ આવી જશે. આમ બીજા શબ્દો પણ વંચાવી શકાય.

શરૂઆતમાં અક્ષરોના શબ્દો બનાવતી વખતે આ ચોપડીમાં ચિત્રો આપ્યાં છે તે પણ આમાં મદદગાર નીવડશે.

વ્યંજનોને સ્વરચિહ્ન લાગુ કરતી વખતે (અર્થાત્ બારાખડી શીખવતી વખતે) પણ ચલમૂળાક્ષરો હોય તો તેનો ઉપયોગ થઈ શકે. ચલમૂળાક્ષરોમાંથી પહેલાં વ્યંજન કાઢી એક બાજુ મૂકવો. બીજી બાજુ બીજો તે જ વ્યંજન કાઢી તેને સ્વરચિહ્ન લગાડવું. પછી એકલો વ્યંજન અને સ્વરચિહ્નવાળો વ્યંજન, બંને ત્રિપદ પદ્ધતિથી ઓળખતાં શીખવવા.

જ્યાં ચલમૂળાક્ષરો ન હોય ત્યાં પાટિયા ઉપર લખીને પણ ઉપર પ્રમાણેની રીતે બારાખડી શીખવી શકાશે. એવે વખતે પાટિયા ઉપર વ્યંજન તથા સ્વર-ચિહ્ન માટે જુદા જુદા રંગના ચાક મળી શકે તો વાપરવા.

આ ચોપડીમાં શબ્દો વધારે પ્રમાણમાં મૂક્યા છે. શીખેલા અક્ષર કે બારા-ખડી બાળકોના ધ્યાનમાં બરાબર બેસી જાય તે માટે તેમ કરવું આવશ્યક લાગ્યું છે. શરૂઆતમાં બાળકો આગળ લાંબાં વાક્યો રજૂ કરવાથી બાળકોમાં ઉચ્ચારણ-સંજ્ઞાઓ ઓળખવાની શક્તિ બરાબર કેળવાતી નથી; તે ઉપરાંત, તેથી તેમનું વાચન પણ શિથિલ થઈ જાય છે. આ ચોપડીમાં શબ્દો વધારે પ્રમાણમાં મૂક્યા છે, તેમ છતાં તે શબ્દોનું વાચન બાળકોને નીરસ ન લાગતાં રસિક લાગે તે જાતની તે શબ્દોની પસંદગી કરી છે. શબ્દો બનતાં સુધી પરિચિત તથા પ્રાસ-વાળા જ લીધા છે. આથી બાળકો તે સરળતાથી વાંચી શકે છે તથા તેમાંથી એક જાતનું જે સંગીત નીકળે છે તે તેમને આનંદ આપે છે. શબ્દસમુદાયો, વાક્યો, તથા પાઠોની યોજના કરતી વખતે પણ આ પ્રાસના તત્ત્વને લક્ષમાં રાખ્યું છે. આ તત્ત્વ એ પણ આ બાળપોથીની એક વિશિષ્ટતા છે.

આ ચોપડીના પાઠોમાં જોડકણાં, લોકગીતો, તથા કવિતાની લીટીઓ લેવામાં આવી છે તે લેવાનું કારણ તે સ્વતઃ સુંદર હોવા ઉપરાંત તેમની પ્રવાહિતાને લીધે તે વાચનમાં ત્વરા તથા સરળતા લાવે છે તે પણ છે.

બાળકોનું વાચન ભાવમય બને તથા તેમની વાચન પ્રત્યે અભિમુખતા કેળવાય તે માટે આદર્શ–વાચનની ખાસ જરૂર છે. શિક્ષક બાળકો આગળ કોઈ કોઈ વખતે આ ચોપડીમાંથી કે બીજી એવી ચોપડીઓમાંથી સરસ પાઠો ભાવ-

પૂર્વક તેમ જ ઉચ્ચારશુદ્ધિ સાચવી વાંચી સંભળાવે એ આવશ્યક છે. આની અસર બાળકોના વાચન ઉપર સારી થશે. આદર્શ–વાચન માટે કામમાં આવે તથા મૂળાક્ષરો તથા બારાખડી જ શીખેલાં બાળકોને વિશેષ વાચનસામગ્રી મળે તથા તે મારફત તેમનું વાચન પાકું થાય તે દૃષ્ટિથી **'બાળપોથીની પુરવણી'** નામની ચોપડી પણ મેં તૈયાર કરી છે. એ ચોપડીમાં જોડાક્ષરો સિવાયના જ પાઠો છે. પાઠોમાં ગદ્ય તથા પદ્ય બંને લગભગ સરખા પ્રમાણમાં છે. પાઠો બાલજીવનને સ્પર્શતા, અકૃત્રિમ, ઊંચી રસદૃષ્ટિવાળા, તથા વિવિધ પ્રકારના કરવા પ્રયત્ન કર્યો છે. એ ચોપડી બાળવર્ગને અંતે કે પહેલી ચોપડી શરૂ કરતાં પહેલાં ચલાવી શકાય. વળી મારી 'નૂતન પહેલી ચોપડી'નો પણ આદર્શ–વાચનમાં ઉપયોગ કરી શકાય.

બાળકોનું વાચન સમજણપૂર્વકનું થવામાં ચિઠ્ઠીવાચન મદદગાર નીવડે છે. બાળકોને ક્રિયાવાચક વાક્યોની ચિઠ્ઠીઓ આપી કે તેવી ચિઠ્ઠીઓ પાટિયામાં લખી તે મનમાં વંચાવી તે પ્રમાણે ક્રિયાઓ કરવા કહેવું. આવી થોડી ચિઠ્ઠીઓ નમૂના રૂપે આ ચોપડીના પાઠ ૨૮મામાં આપવામાં આવી છે.

આપણી ભાષામાં અનુસ્વારના તીવ્ર અને કોમળ એવા બે મુખ્ય વિભાગ છે. એ બંને વિભાગવાર બે જુદા પાઠો આ ચોપડીમાં યોજવામાં આવ્યા છે. વળી તીવ્ર અનુસ્વારોમાં પણ એની પછીના વ્યંજનના વર્ગ પ્રમાણે જુદા જુદા ઉચ્ચાર થાય છે. આ વસ્તુસ્થિતિ પણ તીવ્ર અનુસ્વારનો પાઠ યોજતી વખતે લક્ષમાં રાખી છે. આ રીતે યોજેલા બે પાઠો અનુસ્વાર સંબંધી બાળપોથીમાં જે મુશ્કેલી નડે છે તે ઘણે અંશે દૂર કરશે એવી આશા છે.

આ બાળપોથી વાચનલેખનની શરૂઆત કરવા માટે મોટી ઉંમરનાં માણસોને પણ ઉપકારક થાય તેમ છે.

આ બાળપોથીનાં ચિત્રો યુવાન ચિત્રકાર ભાઈ જગજીવનદાસ શાહે ઉત્સાહથી કરી આપ્યાં છે, તેની હું અત્રે ઉપકારવશ થઈ નોંધ લઉં છું. આ ચોપડીમાં 'ચાલણગાડી નાની' તથા 'ચાલો વાંચીએ'માંથી કેટલાક પાઠો લેવાની ઉદાર દિલે રજા આપવા માટે હું ગુજરાત વિદ્યાપીઠ તથા શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિરનો પણ અત્રે આભાર માનું છું. આ ઉપરાંત, બીજા જે અનેક મુરબ્બીઓ તથા મિત્રો તરફથી પણ મને મારા આ પ્રયાસમાં કીમતી સલાહસૂચના મળી છે, તે સૌનો પણ હું અત્રે ઉપકાર સ્વીકારું છું.

અંતમાં આ બાળપોથી બાળકોને તથા શિક્ષકોને મદદગાર નીવડો, એવી ઇચ્છા પ્રદર્શિત કરું છું.

| પ | ગ | ઘ | ર |
|---|---|---|---|
| વ | ડ | ન | ળ |



પગ



ઘર



વડ



નળ

| પગ | વડ | ઘર |
|---|---|---|
| ડગ | વન | વર |

| ત | જ | ક | દ |
|---|---|---|---|
| ખ | લ | મ | બ |


ગજ


બળદ


ખલ


બતક


કમળ

| ગજ | ખલ | ઘર | પગ |
|---|---|---|---|
| તજ | તલ | દર | મગ |

| પ | પા | ત | તા |
|---|---|---|---|
| ગ | ગા | જ | જા |
| વ | વા | ખ | ખા |
| ડ | ડા | લ | લા |
| ઘ | ઘા | ક | કા |
| ર | રા | દ | દા |
| ન | ના | મ | મા |
| ળ | ળા | બ | બા |

| કાકા | મારા | રામ |
|---|---|---|
| મામા | તારા | નામ |
| દાદા | રાજા | કામ |
| બાપા | તાજા | ગામ |





મારા કાકા

તારા કાકા

મારા મામા

તારા મામા

મારા દાદા

તારા દાદા

મારા બાપા

તારા બાપા

+

રામ રામ રામ

રાજા

રામ રામ રામ

| ધ | હ | ફ | ય |
|---|---|---|---|
| થ | ણ | ઈ | અ |



ધજા



હરણ



થડ



ફળ



ગાય



મકાઈ



અજગર

| હળ | મધ | રથ | મણ |
|---|---|---|---|
| ફળ | નખ | નથ | રમણ |

| | | | |
|---|---|---|---|
| ધ | ધા | ણ | ણા |
| હ | હા | ફ | ફા |
| થ | થા | ય | યા |

અ આ

આ મારા હાથ.

આ તારા હાથ.

આ મારા ગાલ.

આ તારા ગાલ.

આ મારા કાન.

આ તારા કાન.

આ મારા વાળ.

આ તારા વાળ.

| | | | |
|---|---|---|---|
| પ | પી | ન | ની |
| ગ | ગી | ળ | ળી |
| વ | વી | ત | તી |
| ડ | ડી | જ | જી |
| ઘ | ઘી | ખ | ખી |
| ર | રી | લ | લી |

---

| | | | |
|---|---|---|---|
| વાડી | જાળી | બારી | લાકડી |
| ગાડી | માળી | ઘારી | કાકડી |
| પાડી | વાળી | માજી | પાવડી |
| માડી | થાળી | દાજી | તાવડી |

| ક | કી | હ | હી |
| --- | --- | --- | --- |
| દ | દી | થ | થી |
| મ | મી | ણ | ણી |
| બ | બી | ફ | ફી |
| ધ | ધી | ય | યી |

| કીડી | ખાદી | પાણી |
| --- | --- | --- |
| કીકી | ગાદી | ધાણી |
| કાથી | દાદી | કાણી |
| હાથી | વાદી | રાણી |

| | | | |
|---|---|---|---|
| ચ | છ | શ | ઠ |
| ટ | ભ | ઝ | ઉ |
| ઢ | સ | ઋ | ષ |
| | ઇ | ઊ | |

---

 ચકલી

 ઢગલી

 છરી

 ફાનસ

 માટલી

 શગડી

---

| | | | |
|---|---|---|---|
| રસ | સઢ | ઘાસ | મગન |
| દસ | ગઢ | વાસ | છગન |
| આઠ | ટાઢ | હરણુ | ચકલી |
| સાઠ | દાઢ | ઝરણુ | તકલી |

આ મારી કાકી. આ તારી કાકી.

આ મારી મામી. આ તારી મામી.

આ મારી દાદી. આ તારી દાદી.





ચકી રાણી;

ચકા રાણા.

ચકી રાણી, પાણી પી;

ચકા રાણા, ધાણી ખા.



પા પગી,
મામા ડગી;
ચાલ કીકી ચાલ;
દડબડ દડબડ ચાલ.

પા પગી,
મામા ડગી;
મારી કીકી પડી;
ધીરી કીકી ધીરી.

પા પગી,
મામા ડગી;
ખરી કીકી ખરી.

| ચ | ચા | ચી | સ | સા | સી |
|---|---|---|---|---|---|
| છ | છા | છી | શ | શા | શી |
| ટ | ટા | ટી | ઠ | ઠા | ઠી |
| ભ | ભા | ભી | ઝ | ઝા | ઝી |
| ઢ | ઢા | ઢી | ષ | ષા | ષી |

---

| ચાક | સાજા | તાજી | કાશી |
|---|---|---|---|
| શાક | તાજા | ભાજી | માશી |
| સાપ | મઢી | સાડી | વીશી |
| તાપ | કઢી | માડી | શીશી |
| વાલ | વાઢી | બારી | સીડી |
| દાલ | દાઢી | ઝારી | કીડી |

તાજી ભાજી;

મીઠી છાશ;

તીખી ચટણી;

કડવી બદામ;

ગળી ટીકડી.

તાજી ભાજી ખાધી;

મીઠી છાશ પીધી;

તીખી ચટણી આપી દીધી;

કડવી બદામ નાખી દીધી;

ગળી ટીકડી રાખી લીધી.

ક કે | ચ ચે | ટ ટે | ણ ણે

ખ ખે | છ છે | ઠ ઠે | ત તે

ગ ગે | જ જે | ડ ડે | થ થે

ઘ ઘે | ઝ ઝે | ઢ ઢે | દ દે

---

દેવ | ખેલ

ટેવ | તેલ

---

ઢેલ | કેર

જેલ | ઘેર

છેલ | ઠેર

ગેલ | ઝેર

| ધ ધે | બ બે | ર રે | ષ ષે |
|---|---|---|---|
| ન ને | ભ ભે | લ લે | સ સે |
| પ પે | મ મે | વ વે | હ હે |
| ફ ફે | ય યે | શ શે | ળ ળે |

| તેજ | શેવ | રેતી | ટેટા |
|---|---|---|---|
| મેજ | દેવ | ખેતી | બેટા |
| પેટ | દેશ | ગેડી | ટેટી |
| ભેટ | વેશ | મેડી | બેટી |
| તેર | પેલા | શેરી | મને |
| ફેર | વેલા | ફેરી | તને |
| રેલ | પેલી | ખેતર | મારે |
| વેલ | થેલી | નેતર | તારે |



મારે વાળ છે.

તારે વાળ છે.



મારે કાન છે.

તારે કાન છે.

મારે નાક છે.

તારે નાક છે.

મારે ગાલ છે.

તારે ગાલ છે.

મારે હાથ છે.

તારે હાથ છે.

મારે પગ છે.

તારે પગ છે.

ભાઈ રમે છે.
ભાભી જમે છે.

કાકા લખે છે.
કાકી વણે છે.

મામા રળે છે.
મામી દળે છે.

દાદા જાય છે.
દાદી ગાય છે.

બા આવે છે.
પાણી લાવે છે.

આ બાગ છે.

પેલી વેલ છે.

આ તળાવ છે.

પેલી બતક છે.

આ ખેતર છે.

પેલા બળદ છે.

આ શેરી છે.

પેલી દેરી છે.

આ દરજી છે.

પેલી કાતર છે.



શેરીએ શેરીએ દેરી છે.

દેરીએ દેરીએ દેવ છે.

દેવે દેવે દીવા છે.

દીવે દીવે તેજ છે.

તેજે તેજે રમીએ અમે.

તેજે તેજે જમીએ અમે.

| ક | કો | ચ | ચો | ટ | ટો | ણ | ણો |
|---|---|---|---|---|---|---|---|
| ખ | ખો | છ | છો | ઠ | ઠો | ત | તો |
| ગ | ગો | જ | જો | ડ | ડો | થ | થો |
| ઘ | ઘો | ઝ | ઝો | ઢ | ઢો | દ | દો |

---

| કોર | ખોડ | ડોલ | જોડો |
|---|---|---|---|
| ચોર | જોડ | છોલ | ઘોડો |
| જોર | કોટ | ઢોલ | ડોશી |
| ઢોર | ખોટ | તોલ | જોશી |
| છોડ | ગોટ | દડો | ટોપી |
| કોડ | દોટ | ઘડો | ગોપી |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ધ | ધો | બ | બો | ર | રો | ષ | ષો |
| ન | નો | ભ | ભો | લ | લો | સ | સો |
| પ | પો | મ | મો | વ | વો | હ | હો |
| ફ | ફો | ય | યો | શ | શો | ળ | ળો |

| | | | |
|---|---|---|---|
| બોર | ટેટો | સોટી | તડકો |
| મોર | બેટો | મોટી | ભડકો |
| નોટ | લોટો | હોડી | ખાટલો |
| લોટ | મોટો | છોડી | પાટલો |
| હોઠ | ગોલો | ગોળી | રોટલો |
| ઠોઠ | હોલો | હોળી | ગોટલો |

એક હતો રાજા;
રોટલા તાજા.

+

કાચીપાકી કેરીઓ લો,
કેરીઓ લો.
લીલીપીળી કેરીઓ લો,
કેરીઓ લો.

+

મોગરાની માળ, મારી મોગરાની માળ;
નાની શી માળ, મારી મોગરાની માળ.

+

કેવી મજા ભાઈ, કેવી મજા:
રમવાની આજ કેવી મજા!

+

લેને તારી લાકડી ને લેને તારી કામળી.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ક | કુ | ટ | ટુ | ધ | ધુ | ર | રુ-રૂ |
| ખ | ખુ | ઠ | ઠુ | ન | નુ | લ | લુ |
| ગ | ગુ | ડ | ડુ | પ | પુ | વ | વુ |
| ઘ | ઘુ | ઢ | ઢુ | ફ | ફુ | શ | શુ |
| ચ | ચુ | ણ | ણુ | બ | બુ | ષ | ષુ |
| છ | છુ | ત | તુ | ભ | ભુ | સ | સુ |
| જ | જુ-જુ | થ | થુ | મ | મુ | હ | હુ |
| ઝ | ઝુ | દ | દુ | ય | યુ | ળ | ળુ |

| | | | |
|---|---|---|---|
| કનુ | નટુ | બાબુ | કુમુદ |
| મનુ | મટુ | સાબુ | કુસુમ |
| કમુ | બબુ | કાજુ | સુખી |
| રમુ | ઢબુ | બાજુ | મુખી |



થાળી લે.

વાડકી લે.

ભાત ખા.

લાડુ ખા.

આ શાક છે.

આ દાળ છે.

દાળ તીખી નથી.

આ છાશ પી.

વાહ! છાશ મીઠી છે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ફ | ફૂ | ધ | ધૂ | બ | બૂ |
| ઝ | ઝૂ | મ | મૂ | સ | સૂ |
| ભ | ભૂ | ક | કૂ | ઘ | ઘૂ |
| ચ | ચૂ | જ | જૂ | ડ | ડૂ |

| | | | |
|---|---|---|---|
| ફૂલ | ધૂળ | ફૂઈ | કૂવો |
| ઝૂલ | મૂળ | જૂઈ | ભૂવો |
| ભૂલ | કૂખ | બૂચ | ખજૂર |
| ચૂલ | ભૂખ | કૂચ | મજૂર |

સૂરજ ઊગે છે.

ફૂલ ખીલે છે.

કબૂતર ઘૂઘૂ કરે છે.

કૂતરો ભસે છે.

ખેડૂત ખેતરે જાય છે.

મજૂર મજૂરીએ જાય છે.

# સૂરજ



ઊગતો સૂરજ;
ઊગતો સૂરજ;
ઊગતો સૂરજ;
ઊગતો.



ચડતો સૂરજ;
ચડતો સૂરજ;
ચડતો સૂરજ;
ચડતો.



તપતો સૂરજ;
તપતો સૂરજ;
તપતો સૂરજ;
તપતો.



નમતો સૂરજ;
નમતો સૂરજ;
નમતો સૂરજ;
નમતો.



ઢળતો સૂરજ;
ઢળતો સૂરજ;
ઢળતો સૂરજ;
ઢળતો.



ડૂબતો સૂરજ;
ડૂબતો સૂરજ;
ડૂબતો સૂરજ;
ડૂબતો.

સૂરજ, સૂરજ;
સૂરજ, સૂરજ;
સોનેરી સૂરજ.

| પ | પિ | ક | કિ | ણ | ણિ |
|---|---|---|---|---|---|
| વ | વિ | મ | મિ | બ | બિ |
| ન | નિ | ર | રિ | દ | દિ |

| માતા | નિશાળ | શનિવાર |
|---|---|---|
| પિતા | વિશાળ | રવિવાર |
| સવિતા | કિનારો | હરિલાલ |
| કવિતા | મિનારો | મણિલાલ |

સવિતા કવિતા ગાય છે.

વિમળા નિશાળે જાય છે.

બિલાડી ઘી ખાઈ જાય છે.

દિવાળીના દીવા ઝળહળ થાય છે.

૨૮*

ઊભા થાઓ.

બેસી જાઓ.

નાક પકડો.

કાન પકડો.

તાળી પાડો.

જીભ કાઢો.

અદબ વાળો.

ચપટી વગાડો.

ગાલ ફૂલાવો.

ધબ ધબ ચાલો.

કૂદકા મારો.

ધીમે ચાલો.

ખડખડ હસો.

પેન કાઢો.

નામ લખો.

---

* બાળકને આ વાક્યો એક પછી એક મનમાં વાંચી એમાં લખ્યા મુજબ ક્રિયા કરવા કહેવું.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ભ | ભૈ | પ | પૈ | ત | તૈ |
| છ | છૈ | ન | નૈ | વ | વૈ |
| વ | વૈ | સ | સૈ | બ | બૈ |

| | | |
|---|---|---|
| ભૈયો | ગવૈયો | પપૈયો |
| છૈયો | ભવૈયો | બપૈયો |

પપૈયાની વાડી
કનૈયાની માડી
સૈયદની ગાડી
તૈયબની પાડી

+

વૈદ વૈદ, દવા આપો;
પૈસા આપી દવા લો.
ભૈયા ભૈયા, દૂધ આપો.
પૈસા આપી દૂધ લો.

## ૩૦*

તમારે કેટલા પગ છે?

બકરીને કેટલા પગ છે?

તમારે કેટલા કાન છે?

બકરીને કેટલા કાન છે?

બકરી મોટી કે બિલાડી?

બિલાડી કોનાથી બીએ?

તમે ખીર ખાધી છે?

તમે દવા પીધી છે?

તમે આમલી ચાખી છે?

તમે કેરી ખાધી છે?

દડાનો આકાર કેવો હોય છે?

તમને ગોળ ભાવે કે સાકર?

---

* બાળકને આ પાઠના પ્રશ્નો એક પછી એક મનમાં વાંચી તેના જવાબ લખવાનું જણાવી શકાય.

| ન | નૌ | ક | કૌ |
|---|---|---|---|
| ટ | ટૌ | ચ | ચૌ |
| ગ | ગૌ | સ | સૌ |

| નૌકા | ગૌતમ | કૌરવ |
|---|---|---|
| ટૌકા | નૌતમ | ગૌરવ |

દસ ને ચાર ચૌદ.

જયાગૌરી ગીત ગાય છે.

ચાલો સૌએ રણમેદાન.

મોર કરે છે લીલાલે'ર;
ટૌકા કરતો ચારે મેર.

આવ રે વરસાદ.

✣

નમીએ સૂરજ સુખ કરનાર.

✣

સાચના સિપાઈ;
અમે સાચના સિપાઈ.

✣

ગોળી ફોડી રે ગોળી ફોડી;
જુઓ જશોદા ગોળી ફોડી.

✣

ધોબીડો ધૂએ છે,
ખળખળ પાણી જાય છે;
ધોબીડો ધૂએ છે,
ખળખળ પાણી જાય છે.

## રામ નામ લાડવા.

+

વા પવન વા,
ઝોલે ચડે મારી ફૂલવેલ આ.

+

વીજ ચમકે મેહુલિયો ગાજે છે;
કરે મોર મીઠા ટહુકાર,
વાદળી ઘૂમે છે.

+

લીલી લીમડી રે;
લીલો નાગરવેલનો છોડ.

+

લીલા આસોપાલવની નીચે
હો મોરલો નાચે છે.

| | | |
|---|---|---|
| શંખ | ચંચળ | શાંતિ |
| ડંખ | સંચળ | કાંતિ |
| રંગ | દંડ | શાંતિલાલ |
| નંગ | ખંડ | કાંતિલાલ |
| શંકર | પંદર | પાંડવ |
| કંકર | અંદર | તાંડવ |
| શંકુ* | સંપ | બિંદુ |
| કંકુ | જંપ | હિંદુ |
| બંગડી | કંસ | હિંગ |
| ભંગડી | હંસ | શીંગ |
| નારંગી | કંસાર | ઉંદર |
| સારંગી | સંસાર | ગુંદર |

* શંકુ, તાંડવ, વગેરે અઘરા શબ્દોના અર્થ શીખવવાની જરૂર નથી: એ શબ્દો અત્રે વાંચવા પૂરતા જ છે.

| આંખ | મારું | મેં |
|---|---|---|
| પાંખ | તારું | તેં |
| ચાંચ | જાડું | ભેંશ |
| પાંચ | ગાડું | ઘેંશ |
| ચાંદો | લીલું | પેંડો |
| માંદો | બીલું | ગેંડો |
| વાંસળી | પારણું | મોંઘું |
| તાંસળી | બારણું | સોંઘું |
| અહીં | માંકડું | બોંતેર |
| દહીં | સાંકડું | છોંતેર |
| વીંછી | ઊંડું | ઔંસ |
| પીંછી | ભૂંડું | કૌંસ |

# વેણ વેણ, કાલું દે.





વેણ વેણ, કાલું દે.
લે બાપુ.



કાલા કાલા, રૂ દે.
લે બાપુ.



રૂ રૂ, પૂણી દે.
કરી લેને.



પૂણી પૂણી, સૂતર દે.
કાંતી લેને.



સૂતર સૂતર, ખાદી દે.
વણી લેને.

# મોરનું પીંછું

મોર મોર, પીંછું દે;
દાણા નાખું, પીંછું દે.
દૂધ પાઉં, પીંછું દે;
તારું પીંછું બહુ ગમે.
મોર ઊડી ગયો.

આવજે મોર, પીંછું નહિ લઉં.
દાણા ચણજે, પીંછું નહિ લઉં.
દૂધ પીજે, પીંછું નહિ લઉં.
મોરે આવી કળા કરી.



# સવાર

સવાર થયું છે.

સૂરજ ઊગે છે.

ડોશીમા ભજન ગાય છે.

સૌ જાગી જાય છે.

ચકલી ચીં ચીં કરે છે.

કાગડો કા કા કરે છે.

કોયલ કુઊ કુઊ કરે છે.

કૂકડા કૂકડેકૂક કરે છે.

કૂતરાં કૂદાકૂદ કરે છે.

મહારાજ પૂજા કરે છે.

બા ઘંટીએ દળે છે.

ભાભી છાશ વલોવે છે.

બધાં કામે લાગી ગયાં છે.

અરે બચુભાઈ! તમે તો ઊઠો.



# મોર ને ઢેલ

મારો છે મોર, મારો છે મોર,
મોતી ચરંતો મારો છે મોર.

મારી છે ઢેલ, મારી છે ઢેલ,
મોતી ચરંતી મારી છે ઢેલ.

મારો છે મોર, મારો છે મોર,
ડાળામાં બેસનાર મારો છે મોર.

મારી છે ઢેલ, મારી છે ઢેલ,
ડાળામાં બેસનાર મારી છે ઢેલ.

મારો છે મોર, મારો છે મોર,
રાજાનો માનીતો મારો છે મોર.

મારી છે ઢેલ, મારી છે ઢેલ,
રાણીની માનીતી મારી છે ઢેલ.

બોલે છે મોર, બોલે છે મોર.
સોનાને ટોડલે બોલે છે મોર.

બોલે છે ઢેલ, બોલે છે ઢેલ,
રૂપાને પારણે બોલે છે ઢેલ.

# લખવા માટે અક્ષરોનો ક્રમ

ન ત લ મ ભ જ

ડ ક ફ હ ઠ

ટ ઢ

દ ઘ ધ ઇ ઈ છ

ર સ શ ચ અ

પ ષ ખ બ વ ળ ય થ

ગ ણ ઝ ઉ ઊ

ઋ

પ્રકાશક : શંકરભાઈ સોમાભાઈ પટેલ • નિઝામપુરા–ભૂતડીઝાંપો • વડોદરા
મુદ્રક : ચિમનલાલ કીશીભાઈ પટેલ • દેશબંધુ છાપખાનું • આણંદ

**શ્રી નગીનદાસ પારેખ, ગુજરાતીના અધ્યાપક, ગુ. વિદ્યાપીઠ**

તમારી બાળપોથી હું ધ્યાનથી વાંચી ગયો. તમે સ્વીકારેલી પદ્ધતિ મને ગમી છે. તમે અનેક વર્ષોથી આ બાબતનો વિચાર કરતા આવ્યા છો, એટલે તમારો અનેક વર્ષનો અનુભવ અને ચિંતન આજે આ બાળપોથીરૂપે અવતરે છે એમ કહી શકાય.

**શ્રી ચતુરભાઈ પટેલ, ગુજરાતીના અધ્યાપક, બરોડા કોલેજ**

શ્રી. શંકરભાઈ પટેલની નૂતન બાળપોથી હું વાંચી ગયો છું, અને એની નૂતનતાથી ખુશ થયો છું. 'નગારું' બતાવી એકલો 'ન' શીખવવાની ચિત્ર-પદ્ધતિના દોષથી એ મુક્ત છે. મૂળાક્ષરો શીખવવાનો એનો ક્રમ પણ સરસ અને સુયોગ્ય છે. વધુ વપરાતા મૂળાક્ષરો પહેલા શીખવી પછી બીજા થોડા મૂળાક્ષરો અને દીર્ઘ–ઈ લીધાં છે. આમ ક્રમે ક્રમે મૂળાક્ષરો અને બારાખડી પૂરાં કર્યાં છે. તીવ્ર અને કોમળ અનુસ્વારનો ભેદ પણ બે જુદા પાઠો યોજી શરૂઆતથી જ લક્ષમાં આણ્યો છે. આ બધી નૂતનના સાથે આ બાળપોથીની ખાળ વિશિષ્ટતા એ છે કે એનું વાચન રસિક અને ભાવભર્યું છે; એની ભાષા મધુર અને પ્રવાહી છે; એનું સંયોજન શિષ્ટ અને સંસ્કારી છે. એનાં ચિત્રો પણ સુંદર અને આકર્ષક છે. અને ભાઈશ્રી શંકરભાઈ મોન્ટીસોરી પદ્ધતિના અને બાલ-માનસના ઊંડા અભ્યાસી છે. એનો નીચોડ એમણે આ બાળપોથીરૂપે આપ્યો છે એ પરમ અભિનંદનીય છે. હું એમના આ નૂતન પ્રયોગને સર્વ સફળતા ઈચ્છું છું.

**'પ્રજાબંધુ', અમદાવાદ**

એક અધ્યાપકે બાળકો પર પ્રયોગો કર્યા પછી તૈયાર કરેલી આ નૂતન બાળપોથી સ્વભાવે ને સ્વરૂપે અદ્દલ ગુજરાતી છે. આજ સુધી બાળકોને જે અક્ષરજ્ઞાન મળ્યું છે તેમાં ઘણી ત્રુટીઓ છે. એ ત્રુટીઓ જેટલે અંશે બાલ-માનસ ને ગુજરાતી સંજ્ઞાઓના સ્વરૂપનું ને એ બંનેના પરસ્પર સંબંધનું પરસ્પર ઓછું ભાન હોવાને લીધે હતી એટલે અંશે અક્ષરજ્ઞાન નીરસ પણ નીવડતું હતું. પણ આ બાળપોથી જૂના ચીલા તોડે છે ને કુશળતાથી નવે ચીલે સંચરે છે. કયો અક્ષર પહેલો શીખવવો, કેવી રીતે શીખવવો, સ્વરચિહ્નો કયા ક્રમમાં લેવાં, શબ્દો કેમ દાખલ કરવા, વગેરેનું હેતપૂર્વક ને પદ્ધતિસર દિશાસૂચન લેખકે પ્રસ્તાવનામાં કરાવ્યું છે, ને બાળકો અપંગ ન બને તેવી રીતે તેમને ગુજરાતી ભાષામાં પ્રવેશ કરવાની સહાય આપી છે.

**એન. એમ. ત્રિપાઠીની કંપની, મુંબઈ**

બાળપોથી અને તેની પુરવણી મળી. અમારા અર્ધી સદીના ધંધાદારી અનુભવ પછી અમારે પણ કહેવું પડે છે કે આજ લગીમાં આ દિશામાં થયેલા અનેક-વિધ અખતરાઓમાં આપનો પ્રયોગ વધારે શાસ્ત્રીય અને સુગમ છે. આપના આ સ્તુત્ય પ્રયાસ બદલ અમારાં હાર્દિક અભિનંદન !

આ [illegible]
શાળાઓ માટે પાઠ્યપુસ્તક તરીકે, તથા મુંબઈ ઇલાકો, વડોદરા રાજ્ય, તથા પોરબંદર અને મોરબી સંસ્થાનોમાં શાળાપુસ્તકાલયો તથા ઇનામ માટે, તથા વડોદરા રાજ્ય સાર્વજનિક પુસ્તકાલયો માટે મંજૂર થયેલી છે.

શિક્ષકોને આદર્શ-વાચન માટે કામમાં આવે તથા બાળકોને મૂળાક્ષરો તથા બારાખડી શીખી ગયા પછી વિશેષ વાચનસામગ્રી મળે તેમ જ તે મારફત તેમનું વાચન પાકું થાય તે હેતુથી આ ચોપડીની યોજના કરી છે.

આ ચોપડી ગમે તે બાળપોથી શીખેલાં બાળકોને ઘણી ઉપકારક થશે.

આ ચોપડીમાં જોડાક્ષરો સિવાયના જ પાઠો છે.

પાઠોમાં ગદ્ય તથા પદ્ય બંને પૂરતા પ્રમાણમાં છે.

પાઠો બાલજીવનને સ્પર્શતા, અકૃત્રિમ, ઊંચી રસદૃષ્ટિવાળા, તથા વિવિધ પ્રકારના છે.

ચિત્રો, ઉઠાવ, વગેરે સરસ છે.

કિંમત ૦-૩-૦

## નૂતન પહેલી ચોપડી

આ ચોપડીમાં જોડાક્ષરો પદ્ધતિસર શીખવવામાં આવ્યા છે.

એમાં પાઠો બાલજીવનને સ્પર્શતા હોવા ઉપરાંત એમના જીવનને ઉન્નત અને સમૃદ્ધ કરે તે દૃષ્ટિ રાખવામાં આવી છે.

એમાંના પાઠો વિવિધ વિષયોને લગતા—જંતુ-પક્ષી-પ્રાણી, તહેવારો, સૃષ્ટિશોભા, સ્થળવર્ણન, વનસ્પતિજીવન તથા ખેતીવાડી, આરોગ્ય, રમત, વગેરેને લગતા—છે.

પાઠો બાલભોગ્ય તથા પ્રાસાદિક ભાષામાં લખાયેલા હોવા ઉપરાંત વિવિધ શૈલીમાં—સંવાદ, વાર્તા, વર્ણન, આત્મકથા, પદ્ય, પત્ર, વગેરે રૂપે—લખાયેલા છે.

કવિતાની પસંદગી કરવામાં બાલભોગ્ય ભાવ, ભાષા, તથા રાગનો વિચાર કરવામાં આવ્યો છે.

સદ્ગત ગિજુભાઈ, શ્રી. જુગતરામ, શ્રી. ત્રિભુવન વ્યાસ, શ્રી. મૂળજીભાઈ ભક્ત, શ્રી. સોમાભાઈ ભાવસાર, વગેરે બાલસાહિત્યલેખકો તથા બાલકવિઓનો પરિચય બાળકોને મળે તે માટે તેમના પાઠો તથા કવિતાઓ અત્રે લેવામાં આવ્યાં છે.

ચિત્રો, ઉઠાવ, વગેરે 'નૂતન બાળપોથી' તથા 'બાળપોથીની પુરવણી' જેવાં જ છે.

કિંમત ૦-૨-૬

## આગળની ચોપડીઓ તૈયાર થાય છે.

### ચોપડીઓ મળવાનાં ઠેકાણાં:

(૧) શંકરભાઈ સોમાભાઈ પટેલ, નિઝામપુરા—ભૂતડીઝાંપો, વડોદરા (૨) પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ., રાવપુરા, વડોદરા (૩) ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રોડ, અમદાવાદ (૪) આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨ (૫) સી. જમનાદાસની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨ (૬) એન. એમ. ઠક્કરની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨ (૭) નાકૂર દાઉ, પો. બો. નં. ૧૫૦, દારેસલામ